ૐ

# ...ીય તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સના પ્રમુખ.

## ..ા. રા. પ્રહલાદજીભાઇ સેવકરામનું

# ભાષણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

પ્રહલાદજીભાઇ સેવકરામ.

મુ. સિદ્ધપુર.


અ મ દા વા દ

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં, શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.


વિના મૂલ્ય.

પાટણ, તા. ૧૮ મી મે ૧૯૧૪.

# પાટણ તૃતીય તપોધન બ્રાહ્મણ કૉન્ફરન્સના પ્રમુખનું ભાષણ.

વહાલા જ્ઞાતિબંધુઓ,

આ સભાના પ્રમુખપણાનું કામ બજાવવાનું સ્વીકારતાં મારી વાણી અને શક્તિની દુર્બળતા તરફ નજર કરૂં છુ તો મ્હારા કરતાં વધારે વિદ્વાન, અને જ્ઞાતીના ઘણા ગામોની સ્થીતી, ઇત્યાદિથી વાકેફગાર પુરૂષને નીયુક્ત કર્યા હોત તો મને લાગે છે કે વધારે ઠીક થાત, અને એવા પુરૂષ આપણી જ્ઞાતીમા મહાશય પ્રભાશંકરભાઇ, મહાશય છોટાલાલભાઈ તથા મહાશય ગીરજાશંકર નિર્ભયરામ તથા મહાશય ગીરજાશકર વીજયશંકર તથા મહાશય કેશવલાલ મોતીલાલ ડૉકટર તથા, મહાશય અંબાલાલ દામોદર ભટ્ટ ઇંયાદિ છે. પણ જ્યારે આ સભાનું પ્રમુખપદ મહારેજ લેવામાટે આપ સર્વનો હુકમ થયો છે તો તે સ્વીકારવાનુ સાહસ મે કર્યું છે, અને જે અર્થે મહારા તરફ આપની ભલી લાગણી છે તે અર્થે મહારી તરફથી તમોને રંજન કરી શકું નહીં તો તે તરફ દરગુજર કરશો એમ મને વિશ્વાસ છે.

૨. બધુઓ મહારી જીદગીમા જે જે પદવી ભોગવી છે તે કૃપાળુ શ્રીમત સરકાર સયાજીરાવ મહારાજની ઊદાર ઊત્તમ સુધરેલી રાજનીતિનેજ આભારી છે મહારી આજ ૬૪ વરસની વયમા જે જે માન મેળવવાને હું ભાગ્યશાળી થયો છું તે સર્વે કરના આજના પ્રમુખપદનુ માન હુ વિશેષ સમજુ છુ અને તે માટે આપ સર્વે જ્ઞાતીબંધુઓનો તેમા વિશેષ કરી પાટણ જ્ઞાતિબધુઓ જેમનો મને ઘણો સહવાસ છે અને મને એક પોતાના ભાઇ તરીકે ગણી મહારા પ્રત્યે જે દીલસોજી બતાવે છે તેમનો આભાર માનુ છુ.

૩. વહાલા બધુઓ ઘણુાજ આનંદની વાત છે કે તપોધન બ્રાહ્મણોની આ કોન્ફરન્સ ત્રણ વર્ષની થાય છે. આવા છેક બચપણને લીધે એના જીવન ઉપર જે વિઘ્ન કુદરતી રીતે આવી પડવાં જોઇએ તેમાથી તે તન્દુરસ્ત રહી શકેલ છે તેને માટે પાટણ જ્ઞાતિબંધુઓનોજ ઉપકાર માનવાનો છે. અને આશા રાખવામાં આવે છે કે ભવિષ્યમા તે નિરોગી રહી એક મજબુત પહેલવાન થશે.

## આપણા મેળાપનું હાલનું સ્થાન.

૪. બધુઓ હાલ આપણા મેળાપનું સ્થાન પાટણ જે એક ઐતિ-

હાસિક પ્રાચીન શહેર છે. વનરાજ ચાવડા અને સિદ્ધરાજ જેસીંહ આદી ગુજરાતના પ્રાકમી રાજાઓની તે એક વખત રાજધાની હતી હાલનું પાટણ એ શ્રીમત સરકાર મહારાજા સાહેબના રાજમાના વડોદરા શહેરથી બીજા નંબરનુ શહેર છે આવા પ્રાચીન શહેરમાં મહાશય ભીખારામભાઇ અને પાટણ જ્ઞાતાબધુઓના માનપૂર્વક આમત્રણને સ્વીકારી આપણે સર્વે જ્ઞાતીજનોનુ હીત કરવા એકત્ર થયા છીયે. મહાનપ્રભુ આ, આપણી આશા સફળ કરો એવી હુ પ્રાર્થના કરૂ છુ.

## આપણ કોણ છીયે.

૫ બધુઓ આપણ બ્રાહ્મણ વર્ગમાં ઉત્તમ તપોધન બ્રાહ્મણ મહાન દધીચી રૂષી જેમણે દેવોના કલ્યાણ માટે પોતાના પ્રાણનો પણ ભોગ આપ્યો હતો તેવા જગપ્રસીદ્ધ રૂશીના વંશજ છીએ છતાં અફસોસની વાત છે કે બ્રાહ્મણ જ્ઞાતી સંજ્ઞા ધરાવનારાથી આપણ છેક જાદાજ ગણાઇ ગયા છીએ જેનું કારણ સર્વેને વીદીત છે કે આચારવિચાર તથા કેળવણીમા પછાત પડી ગયા છીયે.

## જ્ઞાતી ઐક્ય.

૬ બધુઓ જ્યાં કુસંપ ત્યા વિનાશ શિવાય બીજુ શુ પરિણામ હોય. સમાજ એ એક આખું અંગ છે આપણી જ્ઞાતીના યુવાન, વૃદ્ધ વિદ્વાન અને અવિદ્વાન સર્વ જણા એકઠા મળીને કર્તવ્યનુ પાલન કરે તોજ આપણી ઉન્નતી થઇ શકે વિખવાદ, કુસપ, વૈર અભિમાન એ સર્વ અવનતીએજ જવાના પગથીયા છે આ જમાનો ઐક્યતાનો છે ઈશ્વરી નિયમ પણ ઐક્યનોજ છે એના બદલે આપણી બુદ્ધી મતમતાન્તરમા રોકાય. અમેજ મહોટા ઉંચા અમારાથી બીજા નીચા, નાના એવા અભીમાનમા તણાય તેનુ પરિણામ શુ આવે તે વગર કહે સમજી શકાય તેમ છે. મહારી નમ્ર વિનંતી છે કે આવા દુરાગ્રહને કોરે મુકી જ્ઞાતી હીતના અર્થે ઐક્યતા કરીને પ્રયાસ કરવો જેથી જ્ઞાતીનો ઉદય એ જ્ઞાતીના પ્રત્યેક મનુષ્યનો ઉદય છે.

## અત્યાર લગીની કોન્ફરન્સ સબંધીના ઉદ્ગારો.

૭ બધુઓ ત્રણ વર્ષથી આપણી કોન્ફરન્સ ભરાય છે તેમાં શુ થયુ ? આવા ઉદ્ગારો નીકળે એ સ્વભાવીક છે તેના જવાબો જેને જેમ ફાવે તેમ આપે એ પણ સ્વભાવીકજ છે. પણ ખરી રીતે જોતાં આ પ્રશ્ન એવો છે કે પવન વાય છે તેને દેખી શકાતો નથી, સૂર્યના તેજની ઝડપને

કોઇ જોઇ શકતું નથી પણ પવન વાય છે, તેજ પડે છે અને તેની અસર થાય છે તે સમજાય છે એજ મુજબ આવી કોન્ફરન્સના કામ માટે સમજવાનુ છે. અર્થ એ છે કે જેની તેને અસર થાય છે તેનેજ તેના ખરા કાર્યની ખુમીનુ ભાન થાય છે. તાત્કાલીક શુ ફળ થયુ તેવું ઇચ્છનારાએ સમજવુ જોઇએ કે ઉતાવળે આંબા પાકતા નથી આ કહેવત માણસને અધિરા ન થવા સુચવે છે તેમજ “ઉતાવળા સો બાવરા” આ કહેવત ધીરજના લાભની સૂચના કરે છે વસ્તુ માત્રને પોતપોતાનો સમય નિમીત્ત હોય છે, સૂર્ય ઉગે છે તેને પણ અમુક સમયનો નિયમ છે. ઝાડ વવાય છે, ઉગે છે ને ફળે છે તેને પણ નિયમ છે ત્યારે સ્પષ્ટ થયું કે માણસે સમજવુ જોઇએ કે પેતાનો સમય થયા વગર કશું થતુ નથી. આપણે નિરંતર મહેનત કરવી અને તેનુ ફળ આવવાની ધીરજ રાખવી. તમે જાણો છો કે આંબાનું ફળ સાત આઠ વર્ષે ફળે છે. લીંબડાનુ સાત આઠ વર્ષે ફળે છે આંબલીનુ બાર પદર વર્ષે ફળે છે, અને રાંયણનુ કેટલાએક કહે છે કે સો વર્ષે ફળે છે મતલબ રાયણનુ વૃક્ષ વાવનાર તેના ફળ ખાઇ શકતો નથી, માટે શું રાંયણનુ ઝાડ કોઇએ વાવવુ નહીં એમ કહી શકાશે.

૮. બંધુઓ એ પણ આપણે જાણીએ છીએ કે આવુ ધૈર્ય રાખી કરેલા શ્રમનુ ફળ ઘણીવાર ઇચ્છાનુસાર આવતુ નથી કવચીત ઉલટુ પણ આવે છે. પણ વાહાલા બંધુઓ ખરા ધૈર્યની કસોટીનો તેજ સમય છે. વિઘ્નથી વારવાર પ્રતિહત થયા છતાં પણ જે મનુષ્ય કાર્યથી વિરામ પામતા નથી તેનેજ ઉત્તમ ગણેલ છે. નિષ્ફળ થવાથી કે ધૈર્ય બમણું વધવુ જોઇએ

૯. કૉન્ફરન્સથી શુ લાભ છે એવો પ્રશ્ન પુછનારાને ટુંકામાં એટલોજ જવાબ છે કે ઇતિહાસ તથા શાસ્ત્ર અનુભવથી સિદ્ધ થાય છે કે જ્યારે લોક સમુદાય એકત્રીત થાય છે અને માણસોની દૃષ્ટિ તથા રસ્તો એક થાય છે ત્યારે અંતકરણનુ. ઐક્ય સાધવાની અમુલ્ય સંધી વારવાર પ્રાપ્ત થાય છે જાણતાં કે અજાણતા એક બીજાની ભાવના તથા વીચારની અદલાબદલી થાય છે અને સવ લોકોની મનોવૃત્તિ વીચાર સામાન્ય ભૂમી ઉપર આવી પડે છે. આ રીતે સર્વના હૃદયમાં અરસપરસ પ્રેમ અને ઐક્યની લાગણીનો ઉદ્ભવ થાય છે આપણા દેશમા વિવાહ, લગ્ન, મરણ, શ્રીમંત, ગગાપુજન તથા એવા બીજા પ્રસગો વખતે માણસો ગામ પરગામથી એકત્ર થાય છે તેનો પ્રાધાન્ય ઉદ્દેશ ફક્ત ભોજન લેવાનોજ હોય એમ કહી શકાતુ નથી પણ તે પ્રમાણે ભેગા થઇ ઉન્નતિના વિચાર કરવાનો

હેતુ હોવો જોઇએ. યુરોપિયન પ્રજાઓમાં ગાર્ડનપાર્ટી, ડીનરપાર્ટી, ટીપાર્ટી ઇત્યાદિ ઘણા મેળાવડા સમેલનો થાય છે તેનો હેતુ પણ અરસપરસ ઐકયતા વિગેરેના લાભનોજ હોય છે અને આ પ્રમાણે આપણી કૉન્ફરન્સથી શું કંઇ પણ લાભો થયા નથી ? આપણા જ્ઞાતિબંધુઓમાના કેટલાએક કેટલાએકના નામથી પણ અજાણ હતા એવાઓનો મેળાપ અને જ્ઞાતી ઉન્નતિના વીચાર કરવાને જે પ્રસંગો મળ્યા છે તે આવી કૉન્ફરન્સનેજ આભારી છે એમ મ્હારૂ માનવુ છે શીવાય ખંભાતમા તપોધન બ્રાહ્મણ વિદ્યોતેજક મંડળ, સુરત તપોધન બ્રાહ્મણ વેદશાળા અમદાવાદ, તપોધન બ્રાહ્મણ કીતવર્ધક મડળ ઇડર, તપોધન બ્રાહ્મણ વેદશાળા ઇત્યાદિ થયુ છે અને બીજે ઠેકાણે કરવા પ્રયત્ન થતા આપણે સાંભળીએ છીએ તે આવી કોન્ફરન્સનેજ આભારી છે એમ માનવું જોઇએ.

## પ્રથમ આપણે શુ કરવાનુ છે.

૧૦. સર્જન ગ્રહસ્થો આપણે કયા માર્ગે શુ શુ કરવાનું છે તે જાણવા, આપણી જ્ઞાતિ કયા કયા ગામે છે, સ્ત્રીપુરૂષો કેટલા છે, કેટલા પરણેલા છે કેટલી વીધવાઓ છે, કેટલા બાળકો છે તેમાથી કેટલા નીશાળે જાય છે. મોટી ઉમ્મરનાઓમા કોણ કયા સુધી ભણેલા છે. પ્રત્યેકની આવક કેટલી છે, ધંધાનો સાધન કેવા છે આ બધાની સંપૂર્ણ ખરી માહીતી થવા વસ્તીપત્રકનો નમુનો ગઇ સીધપુરની કોન્ફરન્સ વખત ઠરાવીને તે છપાવી ઘણા ઠેકાણે મોકલેલ હતો એવા ઉદ્દેશથી કે આ કોન્ફરન્સ વખત તેનુ એકીકરણ કરીને તે ઉપરથી જે કઇ કરવાનું યોગ્ય હોય તે કરવુ પણ દીલગીરાથી કહેવુ પડે છે કે તે હેતુ સફળ થયો નથી કેટલાએક ઠકાણેથી ફારમો ભરાઇ આવ્યાં છે પણ ઘણો ભાગ બાકી છે પણ ફીકર નહીં પ્રયત્ન આરભ્યો છે અને તે જારી રાખીશુ તો ખરી માહીતી એકઠી કરી તે ઉપરથી કરવાનુ કામ અવસ્ય કરી શકીશું.

## કેળવણી.

૧૧. વહાલા બંધુઓ હાલનો સમય પ્રવૃત્તિ ઉદ્યોગનો છે તે સબંધમાં હુ જણાવવાની રજા લઉછુ.

૧૨. ગ્રહસ્થો કોઇ માણસ પોતાની સ્થીતિ સાથે લઇને અવતરેલા નથી એ વાત આપણ સારી પેઠે જાણીએ છીએ તેમ એ પણ જાણીએ છીએ કે નિત્ય પ્રવૃત્તિમાં રહેવુ એજ આપણા ભાગ્યમા છે તેના ફળ ઉપર

આપણો અધિકાર નથી એમ શ્રીમદ્દભગવતગીતામાં જણાવેલું છે પરંતુ તેનો અર્થ એવો નથી કે કરેલા પ્રયત્નનું ફળ નજ મળે માત્ર તે બાબત અધિરા ન થવું એટલોજ તેનો ઉદ્દેશ છે નશીબમાં હશે તે તેની મેળે થશે આવા સિદ્ધાન્તને હુ માનતો નથી આ સબંધમાં મે સિધપુરની આપણી કોન્ફરન્સ વખત યથાશક્તિ કહેલુ છે એટલે ફરી પુનઃરૂક્તિની જરૂર જોતો નથી. હું તો પુરૂષાર્થ ત્યાં લગી માનુછુ કે આપણે કેવા થવુ કેવા માણસોના સંજોગોમાં રહેવુ એ બધુ પુરૂપાર્થનાજ હાથમા છે જો કે ઘણીવાર એવુ બનેલુ જોઇએ છીયે કે કંઇપણ ઉદ્યોગ કર્યા વગર કંઇ અદભૂત ફળ આવી મળે છે. અને અતિ પ્રયત્ન કર્યા છતા તેનુ ફળ મળતુ નથી પણ એવા બનાવોથી એવુ સિદ્ધ થતુ નથી કે ઉદ્યોગ ન કરવો એક વિદ્વાને યોગ્યજ કહ્યુ છે કે ઉદ્યોગ યાને પ્રવૃત્તિ એજ આખા જગતનો નિયમ અને સ્વભાવ છે. આખા જગતના સર્વ પદાર્થો કંઇને કંઇ ફેરફાર અનુભવે છે. સુર્ય, ચન્દ્ર, તારા, પૃથ્વી, ગ્રહ આ સર્વ એક ક્ષણ પણ વિસામો લીધા વીના કામ કરે જાય છે જેટલી વસ્તુઓ છે તેમાની કોઇપણ કોઇપણ પ્રકારનો ઉદ્યોગ કર્યા વગર રહેતી નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે કીસમત, નશીબ, પ્રારબ્ધ ભાગ્ય આવા શબ્દો વાપરી આપણે કંઇ કરવાની જરૂર નથી એમ બોલવુ થાય તો તે સર્વથા ખોટુજ છે એક ઉપદેશ વાક્ય છે કે મનુષ્યના શરીરમા આળસ જેવો શત્રુ નથી ઉદ્યોગ જેવો મીત્ર નથી. ગ્રહસ્થો આ સસારમા કોઈ માણસ વિદ્યા ન પામેલુ હોવાને લીધે કે દ્રવ્યવાન ન હોવાને લીધે અપ્રતિષ્ટા પામતુ નથી. પણ આળસુ રહેવાને માટે તો અવસ્ય અપ્રતિષ્ટા પામે છે. ગ્રહસ્થો ભારત વર્પની નાની મોટી જ્ઞાતિઓ પ્રવૃત્તિ માટે કોન્ફરન્સો ભરે છે. પોતાની સ્થિતિ તપાસે છે. કોઇ બોર્ડીંગો બાંધે છે કોઇ શાળાઓ ઉઘાડે છે. કોઇ શીષ્યવૃત્તિઓ આપે છે. કોઇ વ્યાખ્યાનો અપાવે છે તો શુ આપણા આ જગતના માણસો નથી ? આપણે પણ પ્રયત્નો આરભ્યા છે તે જારી રાખવા એમાંજ લાભ છે.

૧૩ ગ્રહસ્થો આપ સર્વ એકમત થશો કે આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે પ્રથમ લક્ષ વિદ્યાના પ્રચારનેજ આપવાની ખાસ અપેક્ષા છે. વિદ્યા સંબંધી ગત કૉન્ફરન્સ વખત મેં કહેલુ છે તોપણ વિદ્યાના ફાયદા ઠસાવા થોડું આ પ્રસગે પણ કહેવું ઉચિત્ત ધારૂ છું.

૧૪ આર્ય કવિ વાલ્મીકે વિદ્યાથી દુર રહેનારાને મૂર્ખ ગણેલા છે ને કહ્યુ છે કે હાથમા રામપાત્ર લઇ ચંડાળની શેરીમાં ભીખ માગવી એ સારૂ

પણ મુર્ખ રહી જવવું તે સારૂ નથી. વળી બીજા કવીએ વિદ્યા વગરના મનુષ્યને પશુ તુલ્ય ગણેલ છે. વળી બીજા કવિએ વિદ્યાને કલ્પલત્તા રૂપ ગણેલા છે. ચોથા કવિએ વિદ્યાને કામદુર્ગારૂપ વર્ણવેલ છે. વિદ્યાની મહત્તા વિષે નિચેના દાખલા જાણવા જેવા છે.

૧ મહર્ષિ વાલ્મીક કે જેને નહતી માતા કે નહતો પીતા કે નહતો કોઈ સગો તેમ છતાં પણ આખા બ્રમડળના અને સર્વ કવિઓના ગુરૂરૂપ ગણાય. તે વિદ્યાદેવીના પ્રભાવથી.

૨ ભગવાન પાણીની ભગવાન વરૂચી અને ભગવાન ગુણાઢ્ય આજ સુધી પોતાના યશરૂપ શરીરથી અજર અને અમર છે જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૩ એક વેદના ચાર ભાગ કરનાર, મહાભારત જેવા ઇતિહાસ રત્નના ઉત્પન્ન કરનાર વ્યાસજી કોઈ પ્રકારની સંપત્તિ પોતાને અનુકુળ ન છતા સર્વ જગત વદનીય થયા જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૪ ભગવાન શંકરાચાર્ય જેમણે સર્વ આર્યલોકોનુ ગુરૂપદ મેળવ્યુ જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૫ કવિ કુળ શીરોમણી કાળીદાસ કે જે કોઈ દુર્બળ સ્થીતિના બ્રાહ્મણથી જન્મ લઈ સોળ વર્ષ સુધી તો અક્ષર જ્ઞાનમા પણ અજાણ્યા હતા છતા પોતાનો વિવાહ થયા પછી પોતાની અર્ધાન્ગીરૂપ માઘ કવિની પુત્રીની સર્વ વિદ્યામા કુશળતા જોઇ નિશપ્રતિમ પ્રયત્નોવડે થોડા દિવસમાં કવી ચક્રના ચક્રવતી ગણાયાં જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૬ મહા કવિ ભવભુતી કવિ શીરોમણી કાળીદાસથી પણ અધીક ગણાયા જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૭ મહા કવિ મુરારી શાસ્ત્રરૂપ સાગરમાં મંથરાચળ જેવા પાતાળ સુધી પહોચનાર કહેવાયા જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૮ કવિ કુળના તિલકરૂપ બાણ કવિ કવિતા રૂપ કામનીના કામદેવ રૂપ ગણાયા તથા "बाण उच्छीष्ट जगत सर्वम्" એમ કહેવાયુ તે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૯ મહા કવિ ડંડી વાલ્મીકી અને વ્યાસજીની તુલ્ય ગણાયા જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૦ મહા કવિ ધાવક અનેક આપત્તિમાં મગ્ન છતાં હર્ષ જેવા મહારાજના નામને અજર અને અમર કરનારા થયા તે વીદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૧ ભારવી નામના મહા કવિએ કાળીદાસ સાથે વિવાદ કરી મધ્યસ્થ રાખેલા દેવી સરસ્વતી પાસે કવીર ભારવી કવીર ભારવી કવીર એમ ત્રણ વખત સાક્ષી પુરાવી તે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૨ મહા કવી માઘ, ભોજરાજા જેવાના ચિત્તને આશ્ચર્યકારક થયા જે વિદ્યાદેવાના જ પ્રભાવથી.

૧૩ મહા કવિ જયદેવે પોતાની મરણ પામેલી પતિવ્રતા પદ્માવતીને સજીવન કરી તે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૪ ભાસ્કરાચાર્યજી ખગોળનું અપ્રતિમ જ્ઞાન મેળવી પોતાના શરીર અને નામને અમર કરી ગયેલ છે જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૫ અનેક શાસ્ત્રકારો અને ગ્રંથકારો અનેક સુત્રકારો અનેક વાર્તીકકારો અને અનેક ભાષ્યકારો થઇ ગયા છે જે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૬ કવિરાજ રાજશેખર મહારાજ ભર્તૃહરી પરમ પરાક્રમી વિક્રમાદીત્ય અને ધારાપતી ભોજરાજ આદિ રાજાઓના પવિત્ર નામો અમર રહેલાં છે તે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

૧૭ આધુનીક કાળમા પ્રત્યક્ષ દૃષ્ટાંતરૂપ શ્રીમંત સયાજીરાવ મહારાજા જે ભારતવર્ષમા સર્વને અનુકરણરૂપ થયા તે વિદ્યાદેવીના જ પ્રભાવથી.

વહાલા બંધુઓ આવા અનેક દાખલાઓ આપી શકાય તેમ છે પણ વિસ્તાર ભયથી આટલા દાખલા બસ થશે. કહેવાનો સાર એ છે કે આપણા બાળકો વિદ્યા સંપાદન કરે એમ સાધનો કરી આપવા એજ આપણુ કર્તવ્ય કર્મ છે.

## જ્ઞાતિનો નિરાધાર વર્ગ.

૧૫ આપણી જ્ઞાતિનો નિરાધાર વર્ગ મોટો છે એમ આપણે પુરતી રીતે જાણીએ છીએ આર્થીક સ્થિતિમાં આપણી જ્ઞાતિજનોનું પતન થઇ ચુકેલુ છે. ગ્રહસ્થો જો અગમચેતી વાપરી નિરાધાર જ્ઞાતિના આપણા બંધુઓ જે આપણા ભાઇઓ છે તેમને બનતી મદદ કરી સારા ધંધે લાગે એમ નહીં કરીએ તો જ્ઞાતિ અધમ દશાએ પહોચતી જશે જેના જોખમદાર આપણે જ થઇશુ.

૧૬ જગતમાં જીવ્યુ તેનું જ સાર્થક છે કે જેણે પોતાના જીવ્યાથી પારકાને ઘણામાં ઘણું સુખ કરી આપ્યુ છે અને એ પ્રકારનું ઉત્તમ જીવીત તાનુ છે, પરદુ:ખભંજન વિક્રમ અને ભોજનાં નામ જે આપણે નિત્ય

સંભારીએ છીયે તે એટલા જ કારણથી કે તેમણે મોટી રાજ્યસમૃદ્ધિનો વૈભવ માનવો કોરે મુકી પારકાનાં દુઃખ ભાગવા માટે અનેક કષ્ટ વેઠયાં છે, પોતાનો જીવ જોખમમાં નાંખ્યો છે પ્રખ્યાતી પામેલા શોધ કરનાર કંઇક વિદ્વાનોને આપણે સંભારીએ છીયે તે પણ એટલા જ કારણથી કે તેમણે આ જગતમા અવતરી ભોગ ભોગવવાનું દુર રાખી આખા જગતના લાભ સારૂ તનમનથી અતિ શ્રમ વેઠયો છે. સાધારણ સંસાર વહેવારમાં પણ ઘણા માં ઘણું માન કોને મળે છે, કોણ સારામા સારૂ કહેવાય છે, ઘરમા લાખો રૂપૈયા ભર્યા હોય કે ઉત્તમ અધીકાર ભોગવનો હોય તેવો માણસ કશુ પણ માન પામતો નથી માન તો તેજ પામે છે કે જેના જીવ્યામા બીજા પણ જીવે છે મનુષ્ય પ્રાણીમા આવુ છે એમ નથી પણ જે જડ કહેવાય છે તેવા પદાર્થમા પણ એમ જ છે. તેમાં પણ જેના અંગે ઘણા પદાર્થો નીપજે છે. તેજ મોટુ ગણાય છે. જડ વસ્તુઓના નામ આપણે જોઇએ તો એક કણ પણ નિરૂપયોગી જતો નથી. કેવળ પારકાના કામમાં જ વપરાય છે પણ મનુષ્ય જેનુ આયુષ્ય જડ પદાર્થો કરતાં પણ ઘણું અલ્પ છે જેનુ એકપણ અંગ મુવા પછી કશા કામનુ નથી તે જાણે જગતનો રાજા હોય એવુ થઇ ને અદ્ધર ચાલે છે ને કદી મરવુ નથી એમ સમજી પોતાના પીંડને જ પોષવામા બીજાના સામુ પણ જોતો નથી, કેવી અધમ દશા, કેવું પાપ પોતાની જાતિના જ પ્રાચીન ઇતિહાસમાંથી કે આસપાસના જડ વિશ્વના વહેવારમાથી પણ શુ. તેને એટલુ ભાન નથી કે જેનો પીંડ પરાર્થે વપરાયો તેનુ જીવતર ખરૂ જીવતર છે બાકી તો કુતરા પણ જીવે છે, જીવડા પણ અવતરે છે ને મરે છે.

૧૭. બધુઓ ઉપર પ્રમાણેના દાખલાઓ લક્ષમા લઇને જ્ઞાતિના નિરાધાર વર્ગને આર્થીક સ્થિતિમાં આવા તન મન ધનથી મદદ કરશો એમ હુ આશા રાખું છુ.

## કેળવણી ફંડ તથા શાહ ફંડ.

કેળવણી માટે બોર્ડીંગ સ્થાપવુ કે શીષવૃત્તીઓ આપવી એ આવશ્યક છે, પણ તેમા પૈસાની જરૂર છે, અને જે રકમ જોઇએ તે આપણા પાસે નથી ત્યારે શુ કરવુ આજ કઠણમા કઠણ પ્રશ્ન આપણી આગળ ઉભો થયેલો છે આ બાબતમા મહાશય ગીરજાશંકર નિર્ભયરામ સાથે મ્હારે ઘણી વાતચીત થઇ છે અને તેમાં એવા નિર્ણય ઉપર આવ્યા છીયે કે લાંબા લાંબા ભાષણોમાં વધારે વખત ન કાઢતાં આ સંબંધમા વાટાઘાટ કરવી

અને તે પ્રમાણે આપણે કરીશું તથાપી મહારા કેટલાએક વીચારો સુચવવાની છુટ લઊં છું ને તે એકે કેળવણી ફંડ ઊધરાવવાને આપડે કટીબધ થવું જોઇએ એને માટે દરેક ગામની જ્ઞાતીના આગેવાનોને વીનતી કરવી અને તે હા ના પાડતા હોય તોપણ સમાજ ઉત્સાહી યુવકોની બનાવવી અને તેમણે નાણાં ભેગાં કરવા પ્રવર્ત રહેવુ જોઇએ અને દરેક ગામે લગ્ન જનોઇ, શ્રીમત, મરણ, પુન્ય વીગેરે પ્રસંગોએ પોતાના સરકલમાથી અમુક રકમ ઠરાવવી જોઇએ શિવાય બની શકે તો તપોધન બ્રાહ્મણની બેંક ખોલી શકાય તો ઉત્તમ વાત છે. પણ હાલના અવિશ્વાસના સમયમાં બેન્કોના ડીરેકટરો અને એજન્ટો વિશ્વાસપાત્ર અને આત્મત્યાગી મળે તોજ તે ફતેહ મેળવી શકાય અને તવી બેન્ક લોકોનો વિશ્વાસ મેળવી શકે તો બેન્કની આવકમાંથી ડીવીડન્ટ તથા નોકરોનો પગાર બાદ જતાં બાકી રહેલી ઉપજ શીષવૃત્તી આપવામાં ઉપયોગ કરી શકાય પણ આ આપણી આશા પાર પડી શકશે કે કેમ એ ઘણા શકની વાત છે. તેમજ કેળવણી ફંડથી આપણી જ્ઞાતીની આર્થીક સ્થીતી જોતાં આપણે જેટલા દ્રવ્યની જરૂર છે તેટલુ થોડી મુદતમા ભેગું કરી શકીશુ એવી આશા રહી શકતી નથી, મને એક ત્રીજો રસ્તો એ સુજે છે કે સોરટી કાટવી ને નાણાં મેળવવાં તેમાં કાયદાનો સવાલ ઉભો થાય છે. પરંતુ તપોધન બ્રાહ્મણવર્ગ છેક ગરીબ સ્થીતીમાં છે તેની અધમતા દુર કરવાને નાણા મેળવવા બીજો કોઇ રસ્તો નથી મહોટી રકમની જરૂર છે એવુ સત્તાધીશને ઠસાવી તેનું કામ ચાલુ કરવાની પરવાનગી મેળવવા પ્રયત્ન કરવામા આવે તો મને આશા રહે છે કે આપણા જ્ઞાતીજનો નામદાર ગાયકવાડ સરકાર તથા બ્રીટીશ સરકાર તથા નામદાર ખંભાતના નવાબ સાહેબ તથા બીજા દેશી રાજ્યોમા વશીયે છીયે તો કોઇ અનુકુળ સ્થળની સરકાર પાસે આ માગણી કરવા પ્રયત્ન કરવો જોઇએ.

૧૮. બંધુઓ આપડે કયા રસ્તે દ્રવ્ય મેળવવું આ બદલ વાટાઘાટ કરી કોઇપણ નિર્ણય ઉપર આવવુ જોઇએ.

૧૯. આપણો વર્ગ કેટલોક ખેતીવાડીનો ધધો કરનાર છે જેમની ઉન્નતી માટે સહાયકારી મંડળીઓ ઉભી કરવા યુરોપ દેશના દાખલા ઉપરથી નામદાર બ્રીટીશ સરકારના રાજ્યમાં તથા શ્રીમંત સરકાર મહારાજા સાહેબના રાજ્યમા શરૂઆત થઇ છે અને તેના ફાયદાઓ વિષે કડી પ્રાંતના ઉત્સાહી અને વિદ્વાન સુબા રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ એમણે સ્તુતઃ પ્રયત્ન આરંભ્યો છે. અને તેના માટે અનેક દાખલા દલીલોથી ભાષણ

આપી સમજાવ્યુ છે જે ઉપરથી આવી સહાયકારી મંડળીઓ આપણી જ્ઞાતિમાં સ્થપાય તો લાભ થાય એવી મને આશા રહે છે જેના માટે પણ વાટાઘાટ કરી એક બે મંડળીઓ સ્થપાય એમ કરવુ જરૂરનુ છે.

## બાળલગ્ન તથા કન્યાવિક્રય.

૨૦. બાળલગ્નની અધમતા વિષે મેં ગઇ કોન્ફરન્સ વખતે ઘણું કહેલુ છે અને જયારે માબાપો સમજતા નથી અને કાયદાને પણ માન આપતા નથી ત્યારે સખત કાયદો કરવા સરકારને વિનતી કરી હતી જેના પરિણામથી પરવાનગીઓ ઓછી અપાય છે તથા વગર પરવાનગીથી બાળલગ્ન કરનારને વધારે શિક્ષા કરવાનુ વલણ પણ દેખાયુ છે છતા અજ્ઞાન માબાપો સમજતા થયા નથી એ દીલગીરીની વાત છે અને તેનો ઉપાય સખ્ત કાયદો કરવા વારંવાર સરકારને અરજ કરવી જોઇએ એજ છે. કન્યા વિક્રયના સબંધમાં કાયદો કરવા વડોદરા રાજ્યના ધારાસભામા વિવેચનો થાય છે અને ઉમેદ છે કે તેવો કાયદો થયેલો થોડા વખતમા આપણે જોઇશુ.

## રોવાકુટવા સબંધમાં.

૨૧. આપણા ગુજરાતમા આ ધીક્કારવા જેવો રીવાજ ઘણા વરસોથી ચાલ્યો આવે છે. સ્ત્રીઓ ચારે ચૌટે રાજ્યાપરજ્યા લજ્જાકારી હાથચાળા કરી છાતીપર કુટતાં આચકો ખાતી નથી આ કુટવુ કેવળ કૃત્રિમ છે. અંતરની લાગણી વીનાનુ છે. આપણામાં સેંકડો ધંધા વગરના એટલે કે જીવતા મુવા જેવા છે બધુઓ શુ આવાઓના માટે આપણે કદી રડયા છીયે જો આપણને ખરેખર તેમના માટે રડવુ આવ્યુ હોય તો તેમોને આપણે જીવતા મુવા જેવા રહેવા દીધાજ હોય. આ નિંદ રીવાજ માટે વડોદરા રાજ્યના કડી પ્રાંતના લોકનુ હીત ઇચ્છનાર સુબા રા. બા. ગોવીંદભાઇ એમણે વટ હુકમ કરી પ્રતિબંધ કર્યો છે તેમનો ઉપકાર માનવાનુ ભુલવુ જોઇતુ નથી.

## સ્વાશ્રય સબંધી.

૨૨. વહાલા બંધુઓ જ્ઞાતિ ઉન્નતિ માટે નિરાધારવર્ગને મદદ માટે નાણું એકઠુ કરવા આપણે પ્રયત્ન કરીશુ ને કરવો જોઇએ તથપિ આવી બીજા મદદ કરે એના કરતાં જ્ઞાતિના યુવકો સ્વાશ્રયી થાય એમ તેમને ઠસાવવું એ માર્ગ વધારે સુતર થશે ને તેવા થવા તે ઉત્સાહી થાય તે માટે સ્વાશ્રયના ફાયદા સારૂ એક વિદ્વાનના વિચારો જે અનુભવ ને બુદ્ધિમાં આવે તેવા છે તે કહી બતાવવાની રજા લઉંછુ.

૨૩. તમે લાવરી અને તેના બચ્ચાંની વાત જાણતા હશો એ વાત એ છે કે એક ખેતરમાં લાવરીએ માળો કરી પોતાનાં બચ્ચા ઊછેર્યા હતા ખેતરમાનો ઉગેલો માલ કાપવાનો સમય થયો ત્યારે ખેડુતે વીચાર કર્યો કે આપણા ભાઇબંધ સ્નેહીને બોલાવી કાલે કાપણી કરીશું આવું સાભળ્યુ તોપણ લાવરી બચ્ચાને લઇ ઉડી ગઇ નહીં બીજે દીવસે ખેડુતને સહાય થવા કોઇ આવ્યુ નહીં ત્યારે તેણે વીચાર કર્યો કે કાલે તો જરૂર કાપણી કરવી અને તે માટે ફલાણાકાકા ફલાણાભાઇ વીગેરેને બોલાવી લાવવા આવુ સાભળીને પણ લાવરી ખશી નહીં બીજીવાર પણ ખેડુત નીરાશ થયો છેવટ તેણે પોતાના છોકરાને કહ્યુ કે હવે તો કાલે વહેલા ઉઠીને આપણ બે જણા મંડીશુ કે બે ત્રણ દીવસમા પાર આવે આવુ સાભળતાજ લાવરી બચ્ચાને લઇને નાશી ગઇ કારણકે તેને નિશ્ચય થયો કે ખેડુતે પોતેજ પોતાનુ કામ કરવું ધાર્યું છે તો તે થશે આ વાતનો સાર એ છે કે પોતા વીના બીજાની આશા રાખી કોઈપણ કામ પાર પાડવાનુ ધારવુ એ કેવળ નિરાશ થવાની વાત છે. અને આજ અર્થથી એવું કહેવત પ્રચલીત છે કે "પારકી આશા સદા નિરાશ." "આપ સમાન બળ નહીં ને મેઘ સમાન જળ નહીં" આપડે જે કામ સાધવુ હોય તેનું યોગ્ય જ્ઞાન અને તે પ્રમાણે કરવાની ચીવટ જેવી આપણને પોતાને હોય તેવા બીજા કોઇને હોઇ શકે નહી ને એટલા માટે તે કામ આપણાથી જેવુ થાય તેવું બીજાથી થઇ શકે નહી કોઇપણ કામ કરવામા તે કામના રૂપનુ અને તે કરવાના સાધનનુ યોગ્ય જ્ઞાન હોવુ જોઇએ એ પહેલી વાત બીજી વાત એ છે કે તે જ્ઞાન પ્રમાણે પાર ઉતારવા જેટલા આગ્રહ ઉદ્યોગ પણ જોઇએ. જેનુ જે કામ હોય તેને તે કામનું પુરેપુરૂ જ્ઞાન હોય છે અને જેને તે કામનું ફળ પામવાનુ છે તેને તે કામમા મડવાનો આગ્રહ અને ઉદ્યોગ હોય છે એટલે બીજા પાસે કામ કરાવવુ પડે તોપણ તેમાં આપણે પોતે ભાગ લઇએ તેના જેવુ સારૂ તે કદાપી થાય નહીં આપણે જે કરવું હોય જે જોઇતુ હોય તે બધા માટે પારકાના ઉપર આધાર રાખવો ન જોઇએ પ્રવૃત્તિમય જીવન ન હોય તે માણસનું જીવીત વિષમ થાય છે તેના શરીર અને મન બગડે છે. નવરા બેઠા નખોદ વાળવાનું સુજે છે એ વ'ના બીજું ન્યાયનું પણ કારણ છે કે આપણે જેટલુ ખાઇએ છીયે, ભોગવીયે છીયે, વાપરીએ છીયે તે કોઇપણ પ્રકારના શ્રમ વીના પેદા થયુ નથી એતો નિશ્ચય છે તો આશ્રમમાં આપણે કેટલો ભાગ લીધો છે બીજા બોલોમાં કહીએ

તો આપણે આપણા ભોગવવામાં આવતી વસ્તુઓ પ્રાપ્ત કરવા માટે કેટલુ મુલ આપ્યુ છે. બાપદાદા પાસેથી પ્રાપ્ત થયુ હોય કે કોઇનો આવતો વારસો મળ્યો હોય તેનેજ ભોગવ્યા કરવામાં પણ આપણે અન્યાય કરીએ છીયે કેમકે તેમને પણ એ વસ્તુઓ પ્રાપ્ત કરતા મહેનત તો પડેલો હોવી જોઇએ તો તેમા આપણે કેટલો ભાગ આપીયે છીયે આપણને જે પ્રકારનો ઉદ્યોગ કરતા આવડતો હોય તે પ્રકારનો શ્રમ કરી આપણે આપણા ઉપભોગની વસ્તુઓનુ મુલવાળી આપવુ જોઇએ પારકા ઉદ્યોગનાં ફળ ભોગવવાની આશાથી નો પોતાને હાની થાય છે એટલુજ નહીં પણ આખા દેશને હાની થાય છે કેમકે જે વસ્તુનો આપણે ભોગવાને નાશ કરીએ છીયે તેને સ્થાને બીજું કશુ નવુ પેદા કરતા નથી જો પ્રત્યેક મનુષ્ય પારકનું પેદા કરેલું ભોગવવાનો નિશ્ચય કરીને બેસે તો આખા દેશમા ખાવાનું કે પીવાનું પેદા થાય નહીં ને સર્વ મરી જાય આમ છે એટલે જે માણસ કોઇપણ પ્રકારનો શ્રમ કરી પોતે જે ભોગવે છે તેનો બદલો પોતાના જાતીભાઇને આપતો નથી તે આખા દેશને હાની કરે છે તે આત્મદ્રોહી તો છેજ પણ દેશદ્રોહી પણ થાય છે. કહેવાનો સાર એ છે કે માણસોએ કોઇ દીવસ પારકાના આધારે જીવનાર થવુ નહીં વંશપરમપરાની આવેલી સમૃદ્ધી ભોગવતા પણ તેનું મુલ્ય કોઇપણ પ્રકારની ઉપયોગી મહેનત કરાને વાળી આપવુ જોઇએ. આવુ છે માટેજ સર્વદા ભીખને ધીક્કારો છે, તેનાથી પોતાને તેમ આખા દેશને હાની છે જેટલા ભીખારી વધે છે તેટલુજ આખા દેશને દુખ છે પારકા ઉપર આધાર ન રાખવો એનુંજ નામ સ્વાશ્રય કહેવાય છે જે ખરા મનુષ્ય છે તે તો પોતાને યોગ્ય ન હોય એટલે પોતે જેનો બદલો કોઇપણ પ્રકારના ઉપયોગી શ્રમથી વાળ્યો ન હોય તેવા ફળને કદાપી સ્વીકારતા નથા તેમને પોતાના બળ અને પ્રાક્રમ ઉપરજ વિશ્વાસ હોય છે અને તેનાથીજ જે પ્રાપ્ત થાય તેને મોટી સમૃદ્ધી માને છે તેમને ધનવાન થવાની, અધીકાર ભોગવવાની કીર્તી મેળવવાની ઇચ્છા હોય છે પણ તે બધુ પોતાના બાહુબળથીજ મળે તો ભોગવે છે નહીં તો પારકી ખુશામતથી લેવ ને કદી ઇચ્છના નથી. જગન્નાથ પડીતને પોતાના પ્રાક્રમનુ એવુ અભીમાન હતુ કે તેમણે પોતાના રસગગાધર નામના પુસ્તકમા દૃષ્ટાતો આપવા સારૂ પારકા કાવ્ય લેવા ઠીક ધાર્યા નથી તેમણે કહ્યુ છે કે કસ્તુરી ઉત્પન્ન કરી શકે તેવા મૃગ શુ પુષ્પના ગધને સેવશે. પારકા ઉપર આધાર ન રાખવામાં ખરો પુરૂષાર્થ સમજી રાજમુગટ તજી બાખમા રમના શ્રીભર્તૃ-

હરીએ કહ્યું છે કે ગંગાના તરંગના વેહેણથી સીતળ થયેલાં અને વિદ્યાધરાદી દેવથી રમણીય થયેલા એવા હીમાલયના સ્થાન શું ક્ષય પામી ગયા છે? કે મનુષ્યો અપમાનયુક્ત પરપીંડ ઉપર આશક્તી ધરી રહ્યાં છે સંસારમાં વસવું તો પોતાનાજ બાહુબળે પ્રાપ્ત કરેલા ઉપર સતોષ રાખવો ને તેમ ન થઇ શકે તો પારકાના ઉપર આશા રાખી પડયા રહેવા કરતાં સંસારમાથી જતા રહેવુ ને ફળપુલ ઉપર નિર્વાહ કરવો એ સારો આવી વૃત્તીના માણસોએ જગતને ઘણામા ઘણો ઉપકાર કર્યો છે, અને પોતાના નામો અમર કર્યા છે, વિદ્વાનો પંડિતો આચાર્યો એજ પ્રમાણે ઘણા અપ્રસીદ્ધ સ્થાનથી સૂર્યના જેવાપ્રકાશી નીકળ્યા છે તે સર્વના પ્રાક્રમની કુંચીમાત્ર સ્વઆશ્રયજ હતી. સ્વઆશ્રય વીના કોઇ સુખી કે મોટુ થઇ શકયુ નથી વગ વશીલાથી કે ખુશામત ગુલામગીરીથી કદાપી કોઇને અધીકાર કે દ્રવ્ય પ્રાપ્ત થયો હશે પણ તે યોગ્ય રીતે દીપે કે ભોગવાય તે માટે તો સ્વઆશ્રયની અપેક્ષા છે એટલે જો સ્વઆશ્રય ન હોય તો તેવુ જે મળ્યુ હોય તે પણ લાંબું ટકતુ નથી જે આપણાથી થઇ શકે તેની પારકા ઉપર આશા ન રાખવી જે આજ થાય તેને કાલ ઉપર ન રાખવુ જે સવારે થાય તેને સાંજ ઉપર ન ધકેલવુ ને ક્ષણ પણ ઉદ્યોગથી વિરામ ન પામવો. ભણવામા, રમવામાં, ખાવામાં, વહેવારમા. ધર્મમા સર્વત્ર સ્વઆશ્રયનોજ વિજય છે માટે બધુઓ તમારા બાળકોમા તેવી ટેવ બચપણથીજ પાડવી એ તમારૂ મુખ્ય કર્તવ્ય કર્મ છે.

૨૪. આ વિવેચનનો હેતુ એટલોજ છે કે હાલમાં કેળવણી સારૂ બોર્ડીંગો શિષ્યવૃત્તિઓ વીગેરે કહાડવાનો ન્યુમેનીઆ ચાલ્યો છે જો કે તે ઉપયોગી નથી એમ મહારા કહેવાનો અર્થ નથી પણ અર્થ એ છે કે કેળવણીના અનેક સાધનો સરકારે કરેલાં છે તેનો લાભ લેવાય તો બોર્ડીંગો વીગેરેની ખાસ જરૂર છે. એમ નથી. પ્રત્યેક માબાપોએ પોતાનું કર્તવ્ય સમજીને લાભ લેતો સાધનોની ન્યુનતાથી પાટીદારવર્ગ જેમણે ઉત્તમ ઊન્નતી મેળવી છે તેનુ દષ્ટાંત જોશો તો જાતમહેનત શીવાય બીજું કંઇ નથી એમ સ્પષ્ટ સમજાશે. હું આશા રાખુંછું કે આપણી જ્ઞાતીના યુવકો સ્વઆશ્રય થાય એવો બોધ કરવો જોઇએ.

## આગામી કૉન્ફરન્સ સબંધમાં.

આગામી કોન્ફરન્સ કર્યાં ભરાશે અને ભરાશે કે કેમ એ શંકાસ્પદ છે કારણ કે કોન્ફરન્સમા આવનાર ગૃહસ્થ પાસેથી રૂ. ૧) પ્રો. ફી લેવાનુ ગઇ

કોન્ફરન્સ વખતથીજ અમલમાં મેલાયું છે પણ તેમાં લગભગ પારાકાજે ત્રણસે સાડાત્રણસેની રકમ આવતાં પણ હજાર બારસેની રકમ ખર્ચ થાય છે આવો ખર્ચ દર વરસે ઉપાડી શકાય તેવી સ્થીતી નથી આ ભય શરૂથીજ જાણેલો છે અને તેના નિવારણ સારૂ સાદુ ભોજન કરાવવું, ફી વધારવી ડેલીગેટો નીમીન કરવા ઇત્યાદી ચર્ચા થયેલી છે ને થાય છે. ઔદિચ્ય બ્રાહ્મણમાં બે રૂપીઆ ફી અને વીસનગરાનાગર બ્રાહ્મણોમાં સ્થાનીકવાસીનો રૂ. ૧) ફી અને બહાર ગામનાની ત્રણ રૂપૈયા ફી ઠરાવી છે આવોજ કઇ રસ્તો આપણ કરીશુ તોજ આપણી કોન્ફરન્સ જારી રહેશે એમ મહારૂ માનવુ છે અને તેથી આ બાબત વાટાઘાટ કરી એવા નિર્ણય ઉપર આવવુ જોઇએ કે કોન્ફરન્સ ભરાવવાનું જારી રહી શકે.

૨૬. આપણી જ્ઞાતિનુ વાજીત્ર બ્રાહ્મણધર્મ નામનુ માસીક આગળ ચાલવાની ગતી બંધ થઇ હતી પરંતુ મહાશય ગિરજ્યાશંકર નિર્ભયરામ જેવાનો આત્મા તે જોઇ શકે એમ ન હોવાથી તે પત્રનો પુર્નજન્મ કરવામાં આવ્યો છે જે ચૈત્ર માસના અંક ઉપરથી જ્ઞાતીજનોએ જાણ્યુ હશે આ સબંધમાં મહાશય ગીરજ્યાશંકર નિર્ભયરામનોજ ખાસ કરી ઉપકાર માનવો ઘટે છે. આ સ્થીતી કોન્ફરન્સ માટે આવવાનો ખરેખરો ભય ઉત્પન્ન થયો છે પણ મને શ્રદ્ધા છે કે કેટલાએક ઉત્સાહી જ્ઞાતીબંધુઓનો આત્મા તેમ જોઈ શકશે નહીં અને કોન્ફરન્સ જારી રહી વૃદ્ધિ પામતી જાય તેવા ઉપાયો લેવાશે.

## પ્રતિનિધિ સભાસબંધમાં.

૨૭. બંધુઓ આપણી જ્ઞાતીની ઉન્નતિના માટે પ્રતીનીધી સભાની યોજના કરેલી છે અને તેમા કંઇક મેમ્બરો દાખલ થયા છે પરંતુ સખેદ કહેવુ પડે છે કે પ્રતીનીધી સભાને પોતાનુ કર્તવ્ય બજાવવાને અવકાશ મળ્યો નથી. બીજા બોલોમાં પ્રતીનીધી સભા તરફથી કઈ ઉપયોગી કામ થયેલુ દૃષ્ટિગોચર થયેલુ નથી આ માટે પણ વાટાઘાટથી પ્રતિનીધી સભા કંઇ કામ કરી શકે એવી ગોઠવણ કરશો એમ મહારી નમ્ર વિનતી છે.

## સ્ત્રીત્વ તથા પુરૂષત્વ સંબંધમાં.

૨૮. આપણી કોન્ફરન્સમાં સ્ત્રીઓ સારી સંખ્યામાં ભાગ લે છે એ ખુશી થવા જેવુ છે અને કોન્ફરન્સના દીવસોમા એક દીવસ મહીલા મંડળની વ્યવસ્થા શરૂ કોન્ફરન્સ વખતથી કરવામા આવેલી અમલમાં આવે જાય છે આ વખત તા. ૧૯-૫-૧૪ ના દીવસે સ્ત્રીઓની એક મોટી સભા

થશે અને તેના પ્રમુખસ્થાને આપણી જ્ઞાતીના ઉત્સાહી કાર્ય કરતા મહાશય ગિરજાશંકર નિર્ભયરામનાં ધર્મપત્ની શ્રીમતી વ્રજચુડામણી ઇચ્છાલક્ષ્મીબેન બીરાજશે તેમજ બીજી બેનોનાં આખ્યાન થવાના છે એટલે તે સબંધી વીવેચનની જરૂર નથી પરંતુ સ્ત્રીત્વ શેમા રહ્યું છે તથા પુરૂષના ધર્મ વિશે આપણા શાસ્ત્રકારોએ શુ કહ્યુ છે તે સબંધમા બે બોલ કહેવાનુ મને મન થયુ છે.

૨૯. વૃદ્ધમાતાઓ બેનો અને બાળાઓ સ્ત્રીત્વ એટલે સ્ત્રીપણુ શેમા છે બીજા બોલોમા કહીએ તો સ્ત્રીઓ કેવારૂપે રહેવાથી ઉતમ સ્ત્રીઓ કહેવાય આ વાતનો વીચાર પ્રથમ કરવાનો છે કેમકે તમે કેવા મહાકાર્ય માટે ઉત્પન્ન થયેલા છો તમારી આ જગતમાં શી આવશ્યકતા છે અને તમારૂ શુ કર્તવ્ય છે એ તમે બરોબર સમજો નહીં ત્યાં સુધી તમારૂ જીવીત કશા ઉપયોગવાળુ કહેવાશે નહી એકપાસાથી કેટલાએક શાસ્ત્રોમા સ્ત્રીઓને બહુ અધમ કહેવામા આવી છે તો બીજી પાસાથી આજના સમયમા કેટલાએક લોક તેમને પુરૂષના જેવાજ કામ માટે સરજાયેલી ગણે છે. પણ બહેનો આ બેમાંથી એકે વાત ખરી નથી ભગવાન મનુએ પોતાના મનુસ્મૃતી ગ્રંથમા લખ્યુ છે કે ઘરની શોભારૂપ પુજ્ય પ્રજાર્થે સરજાએલી મહાભાગ્ય વાળી સ્ત્રી અને લક્ષ્મીદેવના તે બેમા કંઇ ફેર નથી એટલે જ્યા નારીની પુજા થાય છે ત્યાં દેવતાનો વાસો છે આવુ જે લખ્યુ છે તેનો અર્થ એવો નથી કે તેમના પતીએ સ્ત્રીઓની પુજા કરવી કેમકે ઉપલા વાકયોની જોડે બીજુ પણ વાકય છે કે પતી એજ સ્ત્રીનો એકજ ગુરૂ છે ત્યારે સ્પષ્ટ થયુ કે આ બે વાતોની વચમાં ખરો અર્થ કરવાથી તમે તમારૂ સ્વરૂપ સમજશો બહેનો આ જગતમાં એવો નીયમ છે કે જે જે થાય છે તે એમને એમ થતું નથી એમાં બે વસ્તુની અપેક્ષા રહે છે એક તેને ઉત્પન્ન કરનાર અને બીજી તેને પોષણ કરનાર પશુપક્ષી સર્વમાં આ નિયમ છે એટલુજ નહીં પણ ઝાડ વનસ્પતી, ફળ, ફુલ વિગેરેમા એનોએજ નિયમ છે ત્યારે કુદરતથીજ આ જગતના પદાર્થના બે વિભાગ પડેલા છે અને તે બે એક એકને એવા ઉપયોગી છે કે તેમાંનો એક ન હોય તો બીજો નકામો થઇ જાય માટે એ બે અન્યોઅન્યનું અરધાગ એટલે અરધુ અરધુ અંગ કહેવાય બે મળીને એક આખું અંગ થાય આ રીતે જે ઉત્પન્ન કરનારૂં અરધુ અંગ છે તેને પુરૂષ કહેવાય છે જે રક્ષણ કરનારૂ અથવા પોષણ કરનારૂ અરધુ અંગ છે તેને સ્ત્રી કહે છે એ બે પોતપોતાનાં કામ સારી રીતે કરી શકે

માટે તે મને પોતપોતાના કેટલાક વિશેષ ગુણો સ્વભાવીક રીતે મળેલા છે અને તે એકલા મનની સામગ્રી મળી છે એમ નથી પણ શરીરના બંધારણમાં પણ સ્વભાવથીજ પોતે પોતાના કામને અનુકુળ ગોઠવણ થયેલી છે, અને તે એવી રીતે કે ઉત્પન્ન કરનાર જે પુરૂષ તેને બળ, પ્રાક્રમ, શુર, સાહસ ઇત્યાદિની ખરેખરી જરૂર તે કુદરતી રીતે પુરી પાડેલી છે અને પોષણ કરનાર જે સ્ત્રી તેને નરમાશ પ્રેમ, ધૈર્ય, ઉત્સાહ વીગેરેની જે ખરી અપેક્ષા તે પણ સ્વભાવીક રીતે પુરી પડેલી છે એટલુંજ નહી પણ પુરૂષને સ્ત્રીના શરીર પણ એવા વિશેષ ગુણોને અનુકુળ ઘડાયેલા છે આવી રીતે જે ભેદ કુદરતે ગોઠવ્યો છે તે કોઇ કાળે ટળે એવો નથી જો કોઇ તેને ટાળવાનો પ્રયત્ન કરે તો દુખી થાય પુરૂષ જો સ્ત્રીના ગુણ ધારણ કરવા બેસ કે સ્ત્રી પુરૂષના ગુણ ગ્રહણ કરવા જાય તો કેવળ દુઃખપીડા અને પરાજય વિના બજુ કઇ મળે નહી આથી ઉલટી રીતે જો પુરૂષ પોતાના બળ, પ્રાક્રમ, શુર અને સાહસને કેળવે તેમ સ્ત્રી પોતાના નરમાશ, પ્રેમ, ધૈર્ય અને ઉત્સાહને કેળવે તો દરેક પોતપોતાના વર્ગમા રહેવા ઉત્તમ નીવડે કે દેવતા સમાન પુજાય સંસારમા જેટલો કંકાસ સ્ત્રીપુરૂષો વચ્ચે થાય છે તેનુ મુળ કારણ એજ છે કે સ્ત્રીઓ પુરૂષના ગુણથી વતવા મડી હોય છે કે પુરૂષો સ્ત્રીઓના ગુણથી વર્તતા હોયછે. બાકી જો સર્વે પોતપોતાના ગુણોને બરાબર ખીલવતા હોય તો સ્ત્રી અને પુરૂષને જેવી મૈત્રી થાય જેવો સ્નેહ થાય તેવો બીજા કોઇને થઇ શકે નહીં. પુરૂષો કંઇપણ પેદા કરવા માટે સરજાયેલા છે તેથી વેપાર, રોજગાર, નોકરી, ચાકરી, કળાકોશલ્ય એવાં જે જે કામથી માણસ પોતાની આજીવીકા પેદા કરે છે અથવા રાજ્યવહેવાર અદીથી દેશનું રક્ષણ સાધે છે. અથવા બોધ આદીથી દેશના લોકનાં મન સુધારે છે તેવાં બધા કામ પુરૂષોને કરવાના છે એથી ઉલટી રીતે વેપાર ધંધાથી આણેલા દ્રવ્યને સાચવી કેળવી વાપરવાના જે જે કૃત્યથી મનુષ્યો સુખ ભોગવે છે. રાજવહેવાર આદીથી સાધવાના કામમાં પ્રોતાથી પોતાનો ભાગ આપે છે અથવા ઉપદેશ આદીથી સામાને પીગળાવી નાખે તેવો પ્રેમ વરસાવવો એ બધ સ્ત્રીઓએ કરવાનું છે. ટુંકામાં આ સસારનુ હૃદય સ્ત્રીઓ છે, સ્ત્રીઓનુ રાજ્ય ઘરમા છે, પુરષોનુ ઘર બહાર છે. સ્ત્રીઓ સાચવે છે, કેળવે છે, ભોગવે છે, ભોગવાવે છે, પ્રેરણા કરે છે, ઉત્સાહ વધારે છે. પુરૂષો મેળવે છે, લાવે છે, અનુભવે છે, કરી બતાવે છે, સાહસથી બહાર પડે છે આ રીતે જો સ્ત્રી, પુરૂષ પરસ્પર સંસાર ચલાવે તો આ દુઃખી કહેવાતો સંસાર બીજુ સ્વર્ગ થઇ રહે.

૩૦ બહેનો જગતમા જેટલા પ્રકારની કોમળતા, જેટલા જેટલા પ્રકારની દયા અને જેટલા પ્રકારની પ્રીતી થઇ શકે છે તે બધાનો સાર કાઢીને સ્ત્રીનું નીર્માણ કરેલુ છે જો કે સ્ત્રીઓના નામે કીર્તીસ્થંભ સ્થપાયા નથી તોપણ જેટલા જેટલાં પ્રસીદ્ધ નામ છે, જેને જેને માટે કીર્તીસ્થભ ઉભા થયેલા છે તે બધા પુરૂષોને ઉત્પન્ન કરી પોષનાર, કેળવનાર સ્ત્રીઓજ છે અને તેવા મહા પુરૂષોનું પ્રાક્રમ પોતાના બળ અને બુદ્ધી કરતા પોતાને રક્ષણ કરનાર કોઇક સ્ત્રીનાજ પ્રેમમાંથી ઉત્પન્ન થયેલા છે એમ તેમનો ઇતિહાસ જોતા સીદ્ધ થાય છે કોઇ અતો પ્રેમાળ માતાના પ્રેમથી તો કોઇ અતી રસમય પત્નીના યોગથી એમ કોઇને કોઇ પ્રકારે સ્ત્રીથીજ સર્વ વીર્યવાન નીવડયા છે સ્ત્રીઓ આ જગતની પ્રવૃત્તીનુ અતી ગુઢ તેમ મતી અગત્યનુ કારણ છે આવી જે મહાશક્તિ સ્ત્રીઓમા છે તેનુ ખરૂં કારણ તેમના પ્રેમબળ વિના બીજુ કંઇ નથી પ્રેમ અને તેને અંગે જે કોમળતાની જરૂર છે તેજ સ્ત્રીઓના બળનુ બંધારણ છે સર્વ પ્રકારની ઝીણી એટલે મર્મને લાગે તેવી લાગણીઓ વૃત્તીઓ એ સર્વે સ્ત્રીઓનમાજ છે અને તેપણ તેમના અતિ પ્રેમયુક્ત સ્વભાવનુજ પરીણામ છે.

૩૧ બહેનો હવે હું એટલુજ કહુ છુ કે તમારે તમારા પોતાના જે ગુણ છે તેને કેળવવા માટે સર્વદા કાળજી રાખવી કે મોટપણે તમો ઉત્તમમા ઉત્તમ સન્નારી થાવ ઉત્તમમા ઉત્તમ ભગીનીને ઉત્તમમાં ઉત્તમ પત્નીને ઉત્તમમા ઉત્તમ માતા થાવ ને તેમ થશે તોજ ભારતવર્ષની ઉન્નતી થવાની છે. યથારાજા તથાપ્રજા આ સુત્રને બદલે યથાનારી તથાપ્રજા આ સુત્ર મને લાગે છે કે વધારે યોગ્ય કહેવાશે.

## રાજ્યભક્તિ.

૩૨. બંધુઓ મહાભારત શાન્તિપર્વમાં મહાત્મા ભિષ્મપીતામહે યુધીષ્ટરને રાજધર્મનો ઉપદેશ કર્યો છે તેમાં રાજાના ધર્મ વિશે એવુ કહ્યુ છે કે ગર્ભણી સ્ત્રી ગર્ભના હીત માટે નીજ સુખનો ત્યાગ કરી જેવી રીતે વર્તે છે તે માફક રાજાએ પ્રજાના હીત માટે વર્તવુ જોઇએ આપણા શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજાએ પોતાની પ્રજાના હીત માટે રાજ્યવૈભવ માણવાનું છોડી દેઇ તનમનધનથી અતિશ્રમ લે છે. બીજા બોલોમાં મહાભારતમા કહેલા રાજધર્મનુ પુરતી રીતે પાલણ કરે છે તે આપણે સર્વ સારી પેઠ જાણીએ છીયે ટુંકામાં ફરજીયાત કેળવણી, બાળલગ્ન, પ્રતિબંધ ગ્રામ મહાલ

પ્રાંત પંચાતો તથા ધારાસભા ઇત્યાદિ સ્થાપીને પ્રજા રાજકારભારમાં સામેલ થઇ પોતાની હાજતો પોતે પુરી પાડે એમ કરી આપીને પોતાની ફરજ યથાર્થ રીતે બજાવી છે આપણે હવે આપણી પોતાની ફરજ બજાવવાની છે એટલે કે દીકરાદીકરીઓને શાળામા મોકલવી તથા બાળલગ્ન કાયદામા ઠરાવેલી ઉમ્મરની હદની અંદર ન કરવુ ઇત્યાદિ આ પ્રમાણે આપણે આપણી ફરજ ન બજાવીએ તો વિક્રમ, ભોજતુલ્ય શ્રીમંત સયાજી મહારાજાના આપણે સપૂત નહીં પણ કપૂતજ ગણાઇએ.

## ઉપસંહાર.

૩૩. છેવટમા પાટણ જ્ઞાતીબંધુઓએ આપણને આ પ્રાચીન શહેરમા નિમંત્રણ આપી ઘણા અંતરે આવેલા સ્થળોમા વસતા જ્ઞાતીભાઇને સબંધમા આણી એકત્ર બેશી જ્ઞાતીહીતના વીચાર કરવનો સુયોગ મેળવી આપ્યો છે તેમનો ઉપકાર જેટલો માનીએ તેટલો કમી છે જ્ઞાતીહીતની લાગણી ધરાવનારા જેઓને હુ જોઉં છુ તેમને હુ અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપુ છુ અંતમાં મને આપ સઘળા બન્ધુઓએ માન આપ્યુ છે તે બદલ હુ આપ સર્વેનો ફરી આભાર માનુ છું અને આપની મહારા પ્રત્યેની શુભ લાગણી આવીને આવી હમેશ કાયમ રહે તેવુ ઇચ્છુ છુ ઓમ્ શાન્તી, શાન્તી, શાન્તી. તા. ૧૮–૫–૧૪

પ્રહ્લાદ સેવકરામ.